પડતો ભાગ ભજવે છે. એટલે મંદિર જેવું હોય તેવું, તેમાં હરિજનોને પ્રવેશ મળવો જ જોઈએ.

પણ બીજા એક ભાઈ કહે છે: "હરિજનો અમુક નિયમો—જેમકે સ્વચ્છતા—પાળે જ એવો આગ્રહ આપ નહિ રાખો તો મંદિરોની અત્યારે જ પડુપડુ થઈ રહેલી પ્રતિષ્ઠાને આપ ધક્કો પહોંચાડશો." મને એવી કશી આપત્તિનો ભય નથી. મેં તો કહ્યું છે કે બીજા દરેક હિંદુ પૂજકને લાગુ ન પડતી હોય એવી એકે ખાસ શરત હરિજનોના પ્રવેશ માટે ન મૂકી શકાય. ડૉ. ભગવાનદાસે સૂચના કરી છે કે માણસને અવિચારીપણે જન્મને કારણે અસ્પૃશ્ય ગણવાને બદલે બાહ્ય આચારને કારણે અસ્પૃશ્ય ગણવો જોઇએ. અંતરની સ્વચ્છતાનું તો નિયમન ન થઈ શકે, પણ બાહ્ય આચારનું નિયમન થઈ શકે છે. અને તેથી જેમની ટેવો ગંદી હોય, જેઓ નાહેલા કે સુઘડ ન હોય, જેમણે દારૂ પીધેલો હોય તેઓ સ્વચ્છ થાય ત્યાં-સુધી અસ્વચ્છ ગણાવા જોઇએ. એમ તો દુનિયાભરના સભ્ય સમાજમાં માણસ ગમે તે કારણે અસ્વચ્છ દશામાં હોય ત્યાંસુધી અસ્પૃશ્ય ગણાય છે. પણ સ્વચ્છતાનો હાઉ બનાવીને સવર્ણ હિંદુઓએ હરિજનોનું ચડેલું ઋણ ચૂકવવામાં વિલંબ ન કરવો જોઇએ. તેથી પ્રથમ પગથિયું એ છે કે તેઓ જેવા છે તેવા તેમને અપનાવવા. માત્ર જે સામાન્ય નિયમો આ ખાસ પ્રસંગને માટે ઘડી કાઢેલા ન હોય પણ સુધારો થતા પહેલાં પ્રચલિત હોય તેટલાની જ મર્યાદા રાખવી. હરિજનોની સ્વતંત્રતા પ્રામાણિકપણે જાહેર કરવામાં આવે અને સુસ્થાપિત કરવામાં આવે પછી નવા નિયમો અવશ્ય ઘડી શકાય.

તા. ૯-૧૨-૧૯૩૨.

# વચનપાલનનો સવાલ

## અચૂક કસોટી

મંદિરપ્રવેશના સવાલને ડૉ. આંબેડકર જેવો નજીવો ગણે છે તેવો હું નથી ગણતો. મારા મત પ્રમાણે, રૂઢિચુસ્ત હિંદુ માનસે યુગધર્મને ઓળખ્યો છે કે નહિ અને હિંદુધર્મને કપાળેથી અસ્પૃશ્યતાની કાળી ટીલી ભૂંસી નાંખવાને તે તૈયાર છે કે નહિ એની આ અચૂક કસોટી છે. મને લાગે છે કે હરિજનોને સવર્ણ હિંદુઓના જેટલી જ છૂટથી તમામ જાહેર મંદિરોમાં દાખલ કરવામાં આવે એની હિંદુ આમવર્ગના તેમજ હરિજનોના મન પર જેટલી અસર પડશે તેટલી બીજા કશાની નહિ પડે. ડૉ. આંબેડકર આને વિષે પ્રમાણમાં ઉદાસીન છે એ હું સમજી શકું છું. પણ હું હરિજનોના થોડાક સંસ્કારી માણસોનો વિચાર નથી કરતો પણ અસંસ્કારી મૂગા સમુદાયનો વિચાર કરું છું. ગમે તેમ તોયે હિંદુ મંદિરો આમવર્ગના જીવનમાં ભારેમાં ભારે મહત્ત્વનો ભાગ ભજવે છે. અને હું આખી જિંદગી

* મંદિરપ્રવેશ એ ગાંધીજીને જિંદગી જોખમમાં નાંખવા જેવો મહત્ત્વનો સવાલ નથી એમ ડૉ. આંબેડકરે જાહેરમાં કહેલું તેને વિષે ઍસોશિયેટેડ પ્રેસના પ્રતિનિધિએ ગાંધીજીને પ્રશ્ન કરેલો તેનો જવાબ.

અજ્ઞાનમાં અજ્ઞાન અને દલિતમાં દલિતની સાથે એકતા સાધવાનો પ્રયત્ન કરનારો રહ્યો, એટલે જ્યાંસુધી હિંદુ સમાજના 'બહિષ્કૃતો'ને માટે તમામ મંદિરો ખુલ્લાં ન થાય ત્યાંસુધી મને સંતોષ નહિ થાય.

પણ આનો અર્થ એવો નથી કે હરિજનોને જે બીજી હાડમારીઓ વેઠવી પડે છે તેની હું કોઈ પણ રીતે ઉપેક્ષા કરું છું. એને વિષેની મારી લાગણી ડૉ. આંબેડકરના જેટલી જ તીવ્ર છે. માત્ર મને એમ લાગે છે કે આ બદીનાં મૂળ એટલાં ઊંડાં ગયેલાં છે કે આપણે જુદીજુદી હાડમારીઓ વચ્ચે પસંદગી ન કરવી જોઈએ, પણ બધીનો એકસામટો નિકાલ કરવા મથવું જોઈએ. અસ્પૃશ્યતાનિવારણ સંઘ સાથે હું જે પત્રવ્યવહાર ચલાવી રહ્યો છું તેનો સાર પણ એ જ છે. ગુરુવાયુરનો સવાલ અકસ્માત મારી સામે આવી પડ્યો છે અને મારી પાસે બીજો રસ્તો જ રહ્યો નથી. શ્રી. કેલપ્પન મારા મત પ્રમાણે ભારતવર્ષના સારામાં સારા મૂક સેવકોમાંના એક છે. તેમને ગમે ત્યારે પ્રતિષ્ઠિત પદ મળી શકે એમ હતું. મલબારના એ જાણીતા લોકસેવક છે. પણ એમણે જાણીજોઈને 'દૂરિત' અને 'અસ્પૃશ્ય' લોકોની સેવામાં ઝંપલાવ્યું. વાઈકમ સત્યાગ્રહ વખતે એમની સાથે કામ કરવાનાં આનંદ અને માન મને મળેલાં. ત્યારપહેલાં લાંબા વખતથી અને ત્યારપછી એમણે દલિત વર્ગની ઉન્નતિ પાછળ પોતાનું જીવન રેડ્યું છે. પ્રજા જાણે છે કે લાંબો વખત રાહ જોયા પછી ગુરુવાયુરનું મંદિર હરિજનો માટે ખોલાવવાના પ્રયત્નમાં પ્રાણાર્પણ કરવાનો તેમણે અડગ નિર્ધાર કર્યો હતો.

## શ્રદ્ધાની વેદી પર

પણ મને એમના અપવાસમાં એક ત્રુટી જણાઈ અને તે મેં તરત જ તેમને બતાવી, અને તેમને વિજય હાથવેંતમાં જણાતો હતો છતાં તેમણે ઉદારતાથી મારી વાત માની ને હાથમાં આવેલી જીત જતી કરી, પોતાનું પગલું પાછું ખેંચ્યું, અને અપવાસ મોકૂફ રાખ્યો. મેં જ્યારે

એમને તાર કર્યો ત્યારે હું વચનથી બંધાયો કે જો એમણે આપેલી ત્રણ મહિનાની નોટીસ પૂરી થયે એમને ફરી અપવાસ કરવો પડે તો હું તેમની સાથે અપવાસ કરીશ.* હવે જો હું પાછી પાની કરું અને કેલપ્પનનું થવાનું હોય તે થવા દઉં તો હું હિંદુસ્તાનના સેવક તરીકે તેમજ સાથી તરીકે નાલાયક ઠરું. પણ આમાં એક સાથીની જિંદગીને મારી પોતાની શાખ કરતાં બીજી મોટી વસ્તુ છે. દરેક જણ કબૂલ કરે છે કે હરિજનોનો સવાલ અત્યારે જ ઉકેલાવો જોઈએ, નહિ તો કદી નહિ—ઓછામાં ઓછું અત્યારની પેઢીની હયાતીમાં કે ભવિષ્યની અનેક પેઢીઓ સુધી તો નહિ જ ઉકેલાય. એવાં હજારો સ્ત્રીપુરુષો છે જેઓ હિંદુધર્મને એટલા જ કારણે વળગી રહ્યાં છે કે તેમની માન્યતા પ્રમાણે હિંદુધર્મમાં માનસિક, નૈતિક અને આધ્યાત્મિક વિકાસને માટે પૂરેપૂરો અવકાશ છે. લગભગ ચાર કરોડ મનુષ્યોની સામે મૂકેલો આ પાપી પ્રતિબંધ હિંદુધર્મના એ દાવાની સામે એક કાયમનું પ્રદર્શન છે. મારા જેવા માણસો માને છે કે અસ્પૃશ્યતા હિંદુધર્મનું અંગ નથી. તે 'અદકેરું

* અહીં જે ત્રુટીનો ઉલ્લેખ છે તેનો ખુલાસો ગાંધીજીએ શ્રી. કેલપ્પનને મોકલેલા નીચેના બે તાર પરથી થશે:

યરવડા, સપ્ટેંબર ૨૯.

"ઝામોરીન મને તારથી કહે છે કે મારે તમને કેટલાક મહિના માટે અપવાસ મોકૂફ રાખવાને વીનવવા. તે કહે છે કે અત્યારે હરિજનોને પ્રવેશ આપવાથી જૂના વિચારના લોકોનો અંતરાત્મા દુભાય અને એવી રીતે એમને દૂભવવા એ બળાત્કાર ગણાય. તમે અંતરને પૂછી જુઓ કે આ પ્રસ્તુત કારણે તમને અપવાસ મોકૂફ રાખવાનો અવકાશ છે કે નહિ? અને ઝામોરીનના તારની દૃષ્ટિએ તમે આ અંતિમ પગલાની પૂરતી નોટીસ આપેલી કે નહિ?"

યરવડા, અક્ટોબર ૨.

"તમારો તાર મળ્યો. તાત્કાળિક પરિણામની આશા હોય તેની નિર્ણય પર અસર ન થવી જોઈએ. કેવળ ધર્મની દૃષ્ટિએ હું મારો અભિપ્રાય ફરી જણાવું છું કે તમારે અપવાસ મોકૂફ રાખવો અને મારા તારમાં જણાવ્યા પ્રમાણે નોટીસ આપવી. ઈશ્વર સાહ્ય કરશે તો હું એ બોજામાં ભાગ પડાવીશ. સંમતિનો તાર મોકલો."

અંગ' છે. પણ જો એથી ઊલટી સ્થિતિ જણાય અને જો હિંદુ આમવર્ગનું માનસ ખરેખર અસ્પૃશ્યતાને સંઘરવા માગતું હોય તો મારા જેવા સુધારકોને માટે પોતાની શ્રદ્ધાની વેદી પર આત્મબલિદાન આપ્યા વગર બીજો રસ્તો રહેતો નથી.

## અંતિમ બલિદાન

આવો અપવાસ આપઘાતમાં ખપે એ મહેણું હું ધીરજથી અને શાંતિથી સાંભળી રહ્યો છું. હું એને આપઘાત માનતો નથી. ઊલટું જ્યારે બીજા તમામ પ્રયત્નો સાવ નિષ્ફળ નીવડે ત્યારે ઊંડી ધર્મશ્રદ્ધાવાળા માણસોને માટે આ અંતિમ બલિદાન સિવાય આત્માની મુક્તિનું બીજું દ્વાર રહેતું નથી તેથી મારા મત પ્રમાણે મેં હિંદુધર્મને સારુ જે દાવો કર્યો છે તેની આ આકરી કસોટી છે. અને જે વચન મેં ગોળમેજી પરિષદમાં કહેલું તે જ અહીં ફરી કહું છું કે જો અસ્પૃશ્યતા જીવે તો હિંદુધર્મ મરી જશે, અને જો હિંદુધર્મને જીવવું હોય તો અસ્પૃશ્યતાને મરવું પડશે. અને આજે હું હિંમતભેર કહું છું કે હિંદુસ્તાનમાં હજારો નહિ તો સેંકડો સ્ત્રીપુરુષો એવાં છે જેઓ કેલપ્પનની ને મારી પેઠે પ્રાણની આહુતિ આપીને સિદ્ધ કરવા તૈયાર છે કે હિંદુધર્મ એ સાંકડો વાડો કે સંપ્રદાય નથી, પણ જીવતોજાગતો ધર્મ છે, અને કડકમાં કડક અંતરાત્માને, ઊંડામાં ઊંડા વિચારકને, અને મહાનમાં મહાન સંતને તૃપ્તિ અને શાંતિ આપવાને સમર્થ છે.

# અપવાસ અને મંદિરપ્રવેશ

## ટ્રસ્ટીનો ધર્મ

સ૦—ગુરુવાયુરના પ્રશ્ન વિષે આપે જે અપવાસ કરવા ધાર્યો છે તેનાં કારણ સમજાવશો ?

જ૦—મારો આગામી અપવાસ શ્રી. કેલપ્પનના અપવાસ પર આધાર રાખે છે. સ્વતંત્ર રીતે મારે અપવાસ આદરવો પડે એવા સંજોગો હું કલ્પી શકું છું. ધારો કે ન કરે નારાયણ ને કેલપ્પનનો દેહ પડે તો મારે એ અપવાસ પાર પાડવો પડે. મેં તો એક અંતિમ ઉદાહરણ લીધું છે. સાધારણ સંજોગોમાં કેલપ્પનથી સ્વતંત્રપણે અપવાસ આદરવાની મારી અપેક્ષા નથી.

સ૦—શ્રી. કેલપ્પનને જો એવો સંતોષ થાય કે ખરી દિશામાં પગલાં લેવાઈ રહ્યાં છે, અને થોડા વખતમાં, બરાબર જાન્યુઆરીની ૧લીએ નહિ પણ માનો કે એક બે અઠવાડિયાં મોડું, મંદિર ખૂલ્યા વિના નહિ રહે, તો પછી આપ કેવું વલણ લેશો ?

* તા. ૧૨મો નવેંબરે મદ્રાસના 'હિંદુ' પત્રના પ્રતિનિધિને ગાંધીજીએ આપેલી મુલાકાતમાં થયેલી પ્રશ્નોત્તરી.

ગાં૦—ધારો કે કેલપ્પન એવા નિર્ણય પર આવે તો તેમણે મારી જોડે ચર્ચા કરવી પડશે ને અપવાસનો પ્રસંગ નથી એવી મારી ખાતરી કરી આપવી પડશે. હું તમને કહું કે કેલપ્પન કદી એવું કહે એમ હું માનતો જ નથી. પણ માનો કે કેલપ્પન ચાતરી જાય અને ઈશ્વર અને મનુષ્યને સાક્ષી રાખીને લીધેલી પ્રતિજ્ઞામાંથી છટકવા માગે—જો એવી સહેજ પણ શંકા આવે તો હું તેમને કહીશ કે મારી બુદ્ધિને સંતોષ આપો. પણ મેં હમેશાં કેલપ્પનને અચળ નિર્ધારવાળા અને સત્કાર્યમાં અડગ રહેનારા માન્યા છે.

સ૦—આપના સ્વભાવ પ્રમાણે આપે અપવાસનો નિશ્ચય કરતા પહેલાં ગુરુવાયુર મંદિરપ્રવેશના સવાલની બધી વિગતો તપાસેલી ખરી ?

ગાં૦—સવાલની બધી વિગતો તપાસ્યાનો ડોળ હું ન કરી શકું. કેલપ્પને એ તપાસી હશે એવો મેં સંપૂર્ણ વિશ્વાસ રાખ્યો છે; જોકે સામાન્ય રીતે હરિજનો માટે મંદિરો ખુલ્લાં મુકાવવાનો દાવો સાચો છે એવી મારા મનની ખાતરી મેં અવશ્ય કરી લીધી છે. પણ કોઈ મને પૂછે કે ગુરુવાયુરના મંદિરના ટ્રસ્ટનો દસ્તાવેજ હોય તો તે તમે જોયો છે? અથવા એ પ્રસિદ્ધ દેવાલયના વહીવટની ચાલી આવતી પ્રથાની તમે બારીકાઈથી તપાસ કરી છે? તો મારે મારું અજ્ઞાન કબૂલ કરવું પડે.

સ૦—ઝામોરીનનો 'હિંદુ' પત્રમાં ૭ મી નવેમ્બરે પ્રસિદ્ધ થયેલો છેલ્લો પત્ર આપે જોયો છે? એમાં ઝામોરીને કહ્યું છે કે કેલપ્પને અપવાસ શરૂ કર્યો ત્યારે પોતે તેમને ખોળાધરી આપેલી કે કેલપ્પન જો અપવાસ છોડે તો પોતે આ સવાલની તપાસ કરશે; પણ કેલપ્પને એ વાતને તરછોડી કાઢી અને અપવાસ ચાલુ રાખ્યો, એટલે હવે પોતે પેલી ખોળાધરીથી બંધાયેલા નથી.

ગાં૦—ઝામોરીને કેલપ્પન પર અવિવેકનો આરોપ મૂકયો છે ને એ કારણે પોતે આપેલી ખોળાધરી પાર પાડવાની ના પાડી છે, એ વસ્તુ સમજી

જ નથી શકાતી. એ ખોળાધરી એમણે કેલપ્પનને આપેલી એ સાચું, પણ એ ખોળાધરી પ્રજાને પણ આપેલી ગણાય, ને એનો અર્થ એ થયો કે ઝામોરીને એવું જાહેર કર્યું કે પોતે આનો તોડ કાઢવાના તમામ પ્રયાસો કરવાના પોતાના ધર્મ વિષે જાગ્રત છે. હું માનું છું કે કેલપ્પનનું વર્તન ગમે તેવું હોય તોયે ઝામોરીન જવાબદાર માણસ તરીકે અને ટ્રસ્ટી તરીકે એ ખોળાધરીનું પાલન કરવા બંધાયેલા છે. હિંદુ મંદિરના ટ્રસ્ટીએ માત્ર રૂઢિની કે અમુક એક વર્ગના ખાસ હકોની રક્ષા કરવાની નથી પણ ખુદ હિંદુધર્મની શુદ્ધિની રક્ષા કરવાની છે, અને હિંદુઓની પ્રતિદિન વિકાસ પામતી આધ્યાત્મિક આકાંક્ષાઓને સંતોષવાની છે. એવા ટ્રસ્ટીને કોઈ એક કે અનેક માણસ પોતાની સામે કંઈ કહે તેથી અસ્વસ્થ થયે ન પાલવે. અને કાયદાના સવાલને વિષે ઝામોરીનની વાત હું જાણું છું, પણ કાયદાની મુશ્કેલીઓ જ્યારે મોટા નૈતિક સુધારાની આડે આવતી હોય ત્યારે તેની સામે લડવું જોઇએ ને તેને દૂર કરવી જોઇએ. તેથી ઝામોરીન કે બીજો કોઈ માણસ મંદિર ખોલવાની સામે કાયદાની મુશ્કેલીઓ રજૂ કરે તો એ સંતોષકારક જવાબ ન ગણાય. જો પ્રજામત નીતિધર્મની દૃષ્ટિએ વાજબી હોય તો ઝામોરીન જેવા ટ્રસ્ટીએ પ્રજાની એ નૈતિક માગણીને સંતોષતાં જે કાયદાનાં વિઘ્નો આડે આવતાં હોય તે દૂર કરવાં જોઇએ.

## અપવાસ મોકૂફ રહે ?

સ૦—હરિજનોના મંદિરપ્રવેશ સાટે કાયદામાં સુધારો કરવાના પ્રયત્નો થાય છતાં ૧લી જાન્યુઆરી પહેલાં ધારાસભાને બિલ પસાર કરવાનો વખત ન મળે તો આપ અપવાસ મોકૂફ રાખો ખરા ?

જ૦—ધારો કે ૧લી જાન્યુઆરી પહેલાં કાયદામાં સુધારો કરવો સર્વથા અશક્ય થઈ જાય તો અપવાસ મોકૂફ રાખવાનું એ પૂરતું કારણ ગણાય. એમાં એટલું તો માની જ લીધેલું છે કે જેટલાં પગલાં લઈ શકાય એટલાં લેવાયાં હોય, અને માણસથી કહી શકાય ત્યાંસુધી કાયદો પસાર થવાનો

પૂરેપૂરો સંભવ હોય. એમાં વળી એ પણ માની લીધેલું છે કે પ્રજા, મંદિરના ટ્રસ્ટીઓ અને બધા એકમત થયા હોય.

સ૦—આપ રૂઢિચુસ્ત સનાતનીઓને મળવા બોલાવો અને આ સવાલનો સલાહસંપથી નિકાલ આણવાનો પ્રયત્ન કરો, એ સૂચના પર આપ વિચાર કરો ખરા?

જ૦—કોઈ પણ મહાજનોના મંડળને મારી પાસે બોલાવવામાં હું અવિનય ગણું. એમના પ્રત્યેના આદરને લીધે હું કહું છું કે હું એમને ન બોલાવું. હું આ લોકોને મળવા બોલાવતો નથી એનું કારણ એ નથી કે હું એમને મળવા માગતો નથી, પણ મને લાગે છે કે એમની પાસે મને કહેવાજેવું કશું ન હોય. એમના દરજ્જા વિષેના આદરને લીધે હું તેમને બોલાવતો નથી. પણ હું માત્ર આમંત્રણ મોકલું તો તેઓ ખુશીથી આવે એમ મને જણાય, તો એવું આમંત્રણ મોકલતાં મન કશો સંકોચ ન થાય.

## મંદિરપ્રવેશની મર્યાદા

સ૦—કેટલાક લોકો મંદિરપ્રવેશની હિલચાલ પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે, અને છતાં જૂના વિચારના સનાતનીઓની લાગણીને પણ માન આપવા માગે છે. એ લાગણી એવી છે કે હરિજનોને ધ્વજસ્તંભ સુધી જવા દેવા અને ઉત્સવને દિવસે મૂર્તિને દર્શન માટે ત્યાં આણવી. આને વિષે આપનો શો મત છે?

જ૦—આ હિલચાલ અસ્પૃશ્યતા નાબૂદ કરવા માટે છે. તેથી હરિજનોને 'સ્પૃશ્ય' લોકો જેટલા જ હક મળવા જોઈએ. પણ એનો અર્થ એ નથી કે તેમને ગર્ભગૃહમાં પેસવા દેવા જોઈએ, કેમકે ગર્ભગૃહમાં તો પૂજારીઓ જ જઈ શકે છે. જો બ્રાહ્મણેતરોને અસ્પૃશ્ય ગણીને જતાં રોકવામાં આવતા હોય તો એ અસ્પૃશ્યતા જવી જ જોઈએ. પણ જો તેમના પર અસ્પૃશ્યતાની કાળી ટીલી ન હોય, પણ મંદિરના અમુક ભાગ સુધી એકલા બ્રાહ્મણોને જ

જવાની છૂટ હોય, તો આ હિલચાલને અંગે હું એ રિવાજ સામે કશું બોલું નહિ. ધર્મક્રિયાને લગતા બ્રાહ્મણોના એકલપેટા હકોનો સવાલ સાવ નોખો છે, અને જો એકલપેટાપણું કાઢવું હોય તો એ સવાલનો સ્વતંત્રપણે વિચાર કરવો પડશે. અમુક ક્રિયાઓ અમુક એક જ વર્ગના હાથમાં રાખવાની પ્રથાને વગર-વિચારે વખોડવાને હું તૈયાર નથી. આ સવાલ હકનો નહિ હોય પણ કર્તવ્યનો હશે. અમુક કર્તવ્ય તેને માટે જરૂરી એવી લાયકાત ધરાવનાર કુશળ લોકોનો વર્ગ કરે એટલું જ આમાં છે.

## જગત પર અસર

સ૦—મંદિરપ્રવેશ એ રાજ્યપ્રકરણમાં હરિજનોને મનાવી લેવાના એક ઉપાય તરીકે સૂચવવામાં આવે છે એમ મદ્રાસ હાઇકોર્ટના જજ શ્રી. શ્રીનિવાસ આયંગારે કહ્યું છે એ વિષે આપ શું માનો છો?

જ૦—શ્રી. શ્રીનિવાસ આયંગાર હાઇકોર્ટના જજ થયા ત્યારપહેલાંનો હું એમને ઓળખું છું. એટલે મંદિરપ્રવેશને રાજ્યપ્રકરણી સવાલ કરવાની કલ્પના પણ શી રીતે થાય એ મને નવાઈ પમાડે છે. હું તો એ સમજી જ શકતો નથી. જો હિંદુધર્મ બહારની દખલ વિના આ જુગજૂના કલંકને ધોઈ શકશે તો એનું શ્રેય જ થવાનું છે. અન્યધર્મીઓ તરત જ માનવા લાગશે કે હિંદુધર્મમાં કંઈ અજબ ચેતન ભરેલું છે. મને લાગે છે કે અસ્પૃશ્યતા-નિવારણ એ હિંદુધર્મમાં એવો જબરદસ્ત સુધારો છે કે એની અસર આખા જગત પર પડ્યા વિના નહિ રહે. એ સવાલ ઉકેલવાની મારી પદ્ધતિ નિષ્ફળ નીવડે તો એ મારી હસ્તીની સંપૂર્ણ અવગણના થઈ ગણાશે.

સ૦—મદ્રાસ ધારાસભા સુધારાના બિલને નાપાસ કરે તો આપ શું કરો?

જ૦—એવી નિષ્ફળતાનો મને ભય નથી. જે ધારાસભાએ ડૉ. સુબ્બ-રાયનનો ઠરાવ પસાર કર્યો તે ચાલુ કાયદાના સુધારાનું બિલ રજૂ થાય તો તેને નાપાસ નહિ કરે. હું મારે માટે નિર્મેલા સમય પહેલાં મરી જઈશ એમ માનતો નથી.

# મંદિરપ્રવેશ અને સત્યાગ્રહ

યરવડા મંદિર, તા. ૧૧-૧૧-૧૯૩૨

ભાઈશ્રી રાજભોજ,

તમને અને તમારી સાથે આવેલા મિત્રોને મળી શક્યો એથી મને બહુ આનંદ થયો. મારી સલાહ તમને ગમી એને સારુ આભારી છું. મારી પાકી ખાતરી છે કે જ્યાંસુધી પ્રજાનું બધું ધ્યાન ગુરુવાયુર પર એકાગ્ર થઈ રહ્યું છે ત્યાંસુધી મંદિરપ્રવેશ માટે સત્યાગ્રહ ન કરાય, તેમ કોઈથી અપવાસ પણ ન કરાય. તેમજ શ્રી. કેલપ્પનને ને મારે અપવાસ આદરવાની જરૂર પડે તો કોઈએ સહાનુભૂતિના અપવાસ કરવાનો વિચાર ન કરવો જોઇએ. પણ ગુરુવાયુરના મંદિરને વિષે બધી શક્તિ એકાગ્ર થઈ રહી છે ત્યાંસુધી સત્યાગ્રહ મોકૂફ રાખવાની મારી સલાહનો અર્થ એ નથી કે બીજાં મંદિરો ખોલાવવાનો બિલકુલ પ્રયત્ન ન કરવો. એ પ્રયત્ન તો અવિશ્રાંતપણે કરવાનો છે. પણ અત્યારે એ સવર્ણ હિંદુઓની પ્રતિજ્ઞાનો સવાલ છે. જ્યારે એમ ચોખ્ખું જણાય કે સવર્ણ હિંદુઓ હરિજનોને માટે મંદિરો ખોલાવવાને કંઈ જ કરવાના નથી ત્યારે હરિજનોને એનો વિચાર કરવાનો વખત આવશે. સદ્ભાગ્યે દરરોજ

* પૂનાના હરિજન આગેવાન શ્રી રાજભોજના કાગળનો જવાબ.

કોઈ ને કોઈ મંદિર હરિજનો માટે સ્વેચ્છાએ ખુલ્લું મુકાયાના સમાચાર આવે છે. અને મને મળતા અહેવાલો પરથી જણાય છે કે એ પ્રયાસો ચાલુ છે, જોકે અનશનસપ્તાહમાં હતો એટલા ઉત્સાહથી ચાલતા નથી. છતાં સવર્ણ હિંદુઓનું કામ સુગમ કરવાને હરિજનોએ બની શકે એટલે અંશે આંતરિક સુધારાનું—જેમકે સ્વચ્છતાના નિયમોના પાલન તથા મડદાલ માંસ અને દારૂના ત્યાગનું—કામ ઉપાડવું જોઈએ. આ વસ્તુઓ મેં તમારી સાથે વિસ્તારથી ચર્ચી છે.

હરિજન બાળકોને ધંધાના શિક્ષણની સગવડો અને લાયક હરિજન જુવાનોને શિષ્યવૃત્તિઓ આપવાની વાત શેઠ ઘનશ્યામદાસ બિરલા અને અસ્પૃશ્યતાનિવારણ સંઘના બીજા સભ્યો મને મળવા આવશે ત્યારે એમની સાથે ચર્ચીશ.

મોહનદાસ ગાંધીના

વંદેમાતરમ

# હરિજનોના પ્રશ્નો

[ શ્રી. રાજભોજે તા. ૧૫મી નવેંબરે ગાંધીજીની મુલાકાત લઈ કેટલાક પ્રશ્નો પૂછેલા તે અને ગાંધીજીએ આપેલા ઉત્તરો નીચે આપ્યા છે. ]

## સત્યાગ્રહ ન કરાય

**સ૦**—હરિજનો ગમે તે ઉપાયે મંદિરોમાં પ્રવેશ કરવાનો પ્રયાસ કરે છે. ધારો કે સમજાવટ અને પરસ્પર સદ્‌ભાવની પદ્ધતિ નિષ્ફળ ગઈ તો હરિજનોએ સત્યાગ્રહ કરવો જોઇએ એમ આપ માનો છો ?

**જ૦**—અત્યારના સંજોગોમાં સત્યાગ્રહ જરાયે સલાહભરેલો કે જરૂરનો છે એમ હું માનતો નથી. અત્યારે બધો પુરુષાર્થ ગુરુવાયુરના પ્રશ્ન પર એકાગ્ર કરવો જોઇએ. હરિજનો અત્યારે તો સવર્ણો શું કરે છે તે નિહાળે. જો ગુરુવાયુરનું થશે તે બધાં નહિ તો ઘણાંખરાં મંદિરનું થવાનો સંભવ છે.

**સ૦**—પૂનાના પર્વતી મંદિરના પ્રવેશના બધા રસ્તા અજમાવાઈ ચૂક્યા છે. શ્રી. જમનાલાલ બજાજ અને શ્રી. કેળકર પણ પ્રયત્ન કરી ચૂક્યા છે. હવે આ કોકડું કેમ ઊકલે એ આપ બતાવશો ?

**જ૦**—પર્વતી મંદિર વિષેના તમારા પ્રયાસોની અને સત્યાગ્રહની મને ખબર છે. એને વિષે પણ હું તમને એ સલાહ આપું કે ગુરુવાયુરના સવાલનો એક

યા બીજી રીતે નિકાલ આવે ત્યાંસુધી રાહ જુઓ. દરમ્યાન તમે પર્વતી મંદિરના ટ્રસ્ટીઓ સાથે મસલત ચલાવી શકો છો ને લોકમત કેળવી શકો છો.

સ૦—હવે સરકારે આપને કશા પ્રતિબંધ વિના અસ્પૃશ્યતાનું કામ ચલાવવાની રજા આપી છે, તો આપને બહાર આવીને આ જ કાર્યમાં રોકાઈ જવામાં શો વાંધો છે?

જ૦—હું કોઈ પણ પ્રતિબંધ સાથે મારી મુક્તિ ન સ્વીકારું. પણ આ બાબતની ચર્ચા મારાથી ન કરી શકાય.

## આગામી અપવાસ

સ૦—અમે છાપાંમાં પ્રસિદ્ધ થયેલા પત્રવ્યવહાર પરથી જાણ્યું છે કે આપે શ્રી. કેલપ્પનની સાથે અપવાસ કરવાનો નિશ્ચય જાહેર કર્યો છે. ધારો કે કોઈ સવર્ણ કે હરિજન બીજા કોઈ પ્રસિદ્ધ મંદિર—કહો કે કાશીવિશ્વેશ્વર—ના સંબંધમાં બીજો અપવાસ કરવાનું જાહેર કરે તો એવી દરેક બાબતમાં આપ આપની જિંદગી હોડમાં મૂકવા તૈયાર થાઓ?

જ૦—મેં શ્રી. કેલપ્પનને વચન આપ્યું છે, એટલે ૧૯૩૩ ના જાન્યુઆરીની ૨૭ તારીખે તેમની સાથે અપવાસ આદરવાને હું વચનથી બંધાયેલો છું. જો બીજો કોઈ માણસ બીજા કોઈ મંદિરની બાબતમાં એવો અપવાસ આદરે તો તેના અપવાસમાં જોડાવાને હું પોતાને બંધાયેલો નથી માનતો. દરેક દાખલાના ગુણદોષની તપાસ કરવી પડે છે. અને કાર્યકર્તાઓએ ક્યાંય પણ પૂરેપૂરા વિચાર અને વાજબી કારણ વિના અપવાસ આદરવો ન ઘટે.

## જાહેર કૂવાતળાવ

સ૦—જાહેર કૂવા કે એવાં બીજાં જાહેર નવાણો—જેવાં કે તળાવ વગેરે—નો ઉપયોગ સવર્ણ અને હરિજન બંને કરે એ બાબતમાં બંનેના ધર્મ અને ફરજો શું છે?

જ૦—હરિજનોને જાહેર કૂવાતળાવ વાપરવાનો સવર્ણોના જેટલો જ હક હોવો જોઇએ. જ્યાં મતભેદ હોય ત્યાં એ બાબતનો નિકાલ માંહોમાંહે સમજાવટ અને સલાહમસલતથી લાવવો જોઇએ.

સ૦—ધારાસભાઓ અને લોકલ બોર્ડો વગેરેએ કૂવા વગેરેના વાપરની બાબતમાં કરેલા ઠરાવોને વિષે એ મંડળોને યાદ દેવડાવવામાં આવે છે ને એનો અમલ કરવાને વીનવવામાં આવે છે છતાં તેઓ તેનો અમલ કરતાં નથી. આ લોકલ બોર્ડોને પોતે પસાર કરેલા ઠરાવોનો અમલ કરવા સમજાવવાનો કોઈ ઉપાય આપ સૂચવી શકશો ?

જ૦—આ બધી મુશ્કેલીઓ જેનો ઉકેલ ન આવતો હોય તે અખિલ ભારત અસ્પૃશ્યતાનિવારણ સંઘના ધ્યાન પર લાવવી જોઇએ. હું તો મારાથી અહીં બેઠે બનશે તે કરીશ જ.

સ૦—જે જાહેર કૂવામાંથી હરિજનોને પાણી ભરવા દેવામાં ન આવતું હોય તેને વિષે સત્યાગ્રહ કરાય? અને સત્યાગ્રહ શકય ન હોય તો આ અન્યાય દૂર કરવાને બીજો શો ઇલાજ આપ અમને સૂચવશો ?

જ૦—જાહેર કૂવાના વાપર જેવી બાબતમાં જ્યાં ચોખ્ખો કાયદેસર હક હોય ત્યાં હરિજનો અદાલતોનું રક્ષણ લઈ શકે. પણ આ પદ્ધતિ દલિતવર્ગને મદદ કરનારી નથી. સબળા લોકો હમેશાં કાયદો ચુકાવશે કે તેનો અનાદર કરશે. તેથી મુખ્ય વાત સમાધાનની વૃત્તિ રાખીને સ્થાનિક લોકમતને આપણા પક્ષમાં લેવાની છે.

સ૦—દૃઢતાથી પણ અચૂકપણે અને ઉતાવળે અસ્પૃશ્યતાનિવારણ કરવા માટે અખિલ ભારત અસ્પૃશ્યતાનિવારણ સંઘ કયે ક્રમે પગલાં ભરશે? અને સંઘનું કામ આગળ વધારવા માટે અમારી શી ફરજ છે?

જ૦—શ્રી. બિરલા અને શ્રી. ઠક્કર આ સવાલ અને એના ઉકેલના

ઉપાયો વિષે મારી જોડે વાત કરવા પૂને આવવાના છે. તમારે સંઘની સાથે પૂરા દિલથી સહકાર કરીને તેને મદદ આપવી જોઇએ.

## ધંધાની કેળવણી

સ૦—હરિજનોની એવી ઇચ્છા છે કે સંઘ બીજાં પ્રચાર કાર્યમાં નાણાં ખરચવાને બદલે હરિજનોને ચામડાં કેળવવાં, દોરડાં બનાવવાં વગેરે ધંધાની હિંદુસ્તાનમાં તેમજ પરદેશોમાં કેળવણી આપવાની બાબતને પ્રથમ સ્થાન આપે. એટલે આ વર્ગના વતી મારે આપને વિનંતિ કરવાની છે કે આ વિચારને ઉત્તેજન આપવાને આ દૃષ્ટિબિંદુ આપ આગ્રહપૂર્વક રજૂ કરશો. અમારી એવી પણ ઇચ્છા છે કે એવાં સંયુક્ત છાત્રાલયો ખોલાવાં જોઈએ જેમાં સવર્ણો અને હરિજનો સાથે રહી શકે.

જ૦—હરિજનોને ચામડાં કેળવવાં, ચામડાંનો સામાન બનાવવો, દોરડાં બનાવવાં વગેરે ધંધાનું શિક્ષણ હિંદુસ્તાનમાં તેમજ પરદેશોમાં લેવા માટે શિષ્યવૃત્તિઓ આપવામાં સંઘનાં કેટલાંક નાણાં ખરચવાની તમારી સૂચના મને ગમે છે. સવર્ણો અને હરિજનોનાં સંયુક્ત છાત્રાલયો ખોલવાની અને ચાલુ છાત્રાલયો હરિજનોને માટે ખુલ્લાં કરાવવાની તમારી સૂચનામાં પણ મારી સોએ સો ટકા સંમતિ છે. સંઘ આ બાબતમાં જરૂર પ્રયત્ન કરશે ને પોતાની લાગવગનો ઉપયોગ કરશે.

## ગામડાંમાં પ્રચારકાર્ય

સ૦—આપને એમ નથી લાગતું કે શહેરોમાં જ્યાં લોકો જરાક પણ કેળવાયેલા ને ઉદાર મનના હોય છે ત્યાં અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ ચલાવવાને બદલે ગામડાંમાં જ ચલાવવી જોઇએ? ગામડાંની સ્ત્રીઓમાં પ્રચારકાર્ય કરવા માટે કેટલીક સ્ત્રીસેવિકાઓની જરૂર નથી?

જ૦—હા. અસ્પૃશ્યતાનિવારણની હિલચાલ પહેલી ગામડાંમાં જોશભેર ચલાવવી જોઇએ. પૂર્વ ખાનદેશ જિલ્લામાં અને કેટલાક પ્રાંતો તથા જિલ્લાઓમાં

આ જાતની હિલચાલ શરૂ થઈ ચૂકી છે. સ્ત્રીઓએ આ કામ કરવા માટે મોટી સંખ્યામાં નીકળી પડવું જોઇએ.

## હરિજનો શું કરે ?

સ૦—આપના અપવાસની આપત્તિ ટાળવા માટે આ દોઢ મહિનામાં હરિજનોએ કયા કાર્યક્રમને અનુસરવું એની રૂપરેખા આપ આપશો ?

જ૦—આ બહુ સુંદર સવાલ છે ને બહુ મદદકર્તા નીવડશે. હરિજનો સામાન્ય સ્વચ્છતા કેળવે, મડદાલ માંસનો અને દારૂનો ત્યાગ કરે, બાળકોને નિશાળે મોકલે, પોતાનામાં જે અસ્પૃશ્યતા છે તે કાઢે, અને બીજા જે આંતરિક સુધારા શક્ય હોય તે કરે.

## અસ્પૃશ્યતા ગુનો ગણાશે

સ૦—હિંદુસ્તાનના નવા રાજ્યબંધારણમાં અસ્પૃશ્યતાનિવારણને એક મૂળ હક તરીકે દાખલ કરવાની જરૂર આપને લાગે છે ? એટલે કે જો કોઈ હિંદુને કોઈ પણ જાહેર સ્થળે અસ્પૃશ્ય ગણવામાં આવે તો એને ફોજદારી ગુનો ગણવો એ યોગ્ય મનાશે ? વળી, એમ કરનારને પેલા માણસની ધાર્મિક લાગણી દૂભવ્યા માટે કાયદાની રૂએ સજા કરવી યોગ્ય મનાશે ? વખત આવ્યે રાષ્ટ્રીય મહાસભા આ સિદ્ધાંતને બંધારણમાં દાખલ કરવા તૈયાર થશે ને તે માટે પ્રયાસ કરશે ?

જ૦—અસ્પૃશ્યતાનિવારણને હિંદુસ્તાનના નવા રાજ્યબંધારણમાં મૂળ હક તરીકે અવશ્ય સ્થાન મળશે. હા, કોઈ પણ હિંદુને અસ્પૃશ્ય ગણવો એ ફોજદારી ગુનો ગણાવો જોઇએ. મહાસભા આ સિદ્ધાંતને બંધારણમાં દાખલ કરવા જરૂર તૈયાર થશે.

સ૦—૧લી જાન્યુઆરીથી એટલે કે આપનો અપવાસ શરૂ થાય તે દિવસથી હરિજનોએ પરિણામની પરવા કર્યા વિના પોતાના સમાનતાના હક ભોગવવાનો પ્રયત્ન કરવો જોઇએ એમ આપ માનો છો ?

જ૦—પોતાના હેતુની સિદ્ધિ માટે હિંસાનો આશ્રય ન લેવાય એટલું તેમણે જોવું જોઇએ.

## ધંધા ન છોડે

સ૦—જો હરિજનો જાજરૂ સાફ કરવાનું, મડદાં ઉપાડવાનું, જોડા સાંધવાનું વગેરે કામ કરવાની ના પાડે તો સવર્ણો તેમને સતાવે છે એ આપની જાણમાં છે. આ સંજોગોમાં આપ હરિજનોને શી સલાહ આપો ?

જ૦—પાયખાનાં સાફ કરવાં, મડદાં ઉપાડવાં, જોડા સાંધવા વગેરે કામો એકલા હરિજનોએ જ કરવાનાં છે એમ હું નથી માનતો. તેઓ આ જાતનું કંઈ પણ કામ કરવાની ના પાડનાર 'અસ્પૃશ્ય' છે એ કારણે તેમની સતામણી થયાના દાખલા સંઘના સ્થાનિક અધિકારીના ધ્યાન પર લાવવા જોઇએ.

સ૦—વર્ણાંતરભોજનો પરસ્પર પ્રેમ અને ભ્રાતૃભાવની ભાવનાથી ગોઠવાતાં હોય તો એ વિષેનો આપનો અભિપ્રાય જણાવશો ?

જ૦—વર્ણાંતરભોજનની સામે કોઇએ વાંધો ન ઉઠાવવો જોઇએ, પણ જેઓ એવાં ભોજનમાં આવવાની ના પાડે તેમના પર બળાત્કાર ન કરાય. પણ મારો મત એવો છે કે વર્ણાંતરભોજનને તમારા કાર્યક્રમનું અંગ બનાવવામાં ડહાપણ નથી.

સ૦—અત્યારના જે ધંધાઓને કારણે હરિજનો અસ્પૃશ્ય ગણાય છે તે ધંધા તેમણે છોડી દેવા જોઈએ એમ આપ માનો છો ?

જ૦—હરિજનોને પોતાના વેપારધંધા છોડી દેવાની સલાહ હું ન આપું.

# મતગણતરી

સ૦—ગયે અઠવાડિયે આપને મળી ગયેલા કેટલાક લોકો પર એવી છાપ પડી કે ગુરુવાયુર મંદિરપ્રવેશના સવાલનો નિવેડો આવે તે પછી આપ આખા હિંદુસ્તાનનાં મંદિરોના ટ્રસ્ટીઓ પાસે હરિજનો માટે મંદિર ખોલાવવા માટે અપવાસ લંબાવશો. આ વાત ખૂબ ફેલાઈ છે. એ સાચી છે?

જ૦—ના. હું એમ કરું તો લોકમત ખળભળી ઊઠે ને મેં વિશ્વાસઘાત કર્યો ગણાય. આ અપવાસ પૂરો થાય ને ગુરુવાયુરનું મંદિર ઊઘડે તો બીજાં ઘણાં મંદિરો હરિજનો માટે ઊઘડવાનો ઘણો સંભવ છે, કેમકે ગુરુવાયુરનું મંદિર ઊઘડે એટલામાં તો ઘણું પ્રચારકાર્ય થયું હશે ને લોકમત પર એટલી બધી અસર થઈ હશે કે બીજા ટ્રસ્ટીઓ પોતાના વહીવટ નીચેનાં મંદિરો ખોલતાં બહુ આનાકાની કરે એવો સંભવ નથી. એથી ઊલટું બને તો પૂરેપૂરા વિચાર વિના અને સોએ સો ટકા વાજબી કારણ મળ્યા વિના હું અપવાસ ફરી ન આદરું. અત્યારે તો એટલું કહી શકું છું કે અસ્પૃશ્યતા-નિવારણના કાર્યક્રમના કોઈ અમુક અંગ વિષે એવો અપવાસ કરવાનો મારો વિચાર નથી."

* તા. ૨૬મી નવેંબરે 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'ના પ્રતિનિધિને ગાંધીજીએ આપેલી મુલાકાત.

સ૦—ગુરુવાયુર મંદિરની પડોશમાં ખરેખરી સ્થિતિ શી છે એ વિષે આપને કશી વિગતવાર માહિતી છે ખરી?

જ૦—એટલી માહિતી છે કે પડોશના જે સવર્ણ હિંદુઓ એ મંદિરમાં જવાની ટેવવાળા હતા તેમાંનો ઘણો જ મોટો ભાગ હરિજનોને પોતાના જેટલી જ છૂટથી મંદિરમાં દાખલ કરવાની તરફેણમાં છે. પણ મારી માહિતી સાચી નથી એવી શંકા ઉઠાવનારા કાગળો પણ મને મળ્યા છે. તેથી મેં એવી સૂચના કરી છે કે તરત જ મંદિરની આસપાસના દસ માઇલના ઘેરાવામાં વસતા સવર્ણ હિંદુઓની મતગણતરી મધ્યસ્થોની હાજરીમાં કરવામાં આવે. એક મધ્યસ્થ સુધારકો તરફથી ને એક સનાતની તરફથી હોય. જરૂર જણાય તો એક સરપંચ પણ નિમાય. આ સજ્જનો મતગણતરી પર દેખરેખ રાખે, જેથી કોઈના પર અઘટિત દબાણ ન મુકાય, એકને બદલે બીજો મત ન આપી જાય, કે એવી બીજી ચોરી ન થાય. પણ જો આ તાત્કાળિક મતગણતરીને પરિણામે એમ જણાય કે મને મળેલી માહિતી ખોટી છે, તો હું વિનાસંકોચે શ્રી. કેલપ્પનને એવી સલાહ આપીશ કે લોકમત હરિજનોના મંદિરપ્રવેશ માટે પૂરતો કેળવાયો નથી ત્યાંસુધી તેમણે અપવાસ મોકૂફ રાખવો.

# મને મારો કે અસ્પૃશ્યતાને મારો

સ૦—હરિજનોના ઉદ્ધારમાં ગુરુવાયુરનો સવાલ ગૌણ છે. એ આજના રાષ્ટ્રીય ઉત્થાનને ઢાંકી દે એ બરાબર છે?

જ૦—સવર્ણ હિંદુઓના કર્તવ્યની દૃષ્ટિએ ગુરુવાયુરનો સવાલ ગૌણ નથી. આ સંબંધમાં 'હરિજનોનો ઉદ્ધાર' એ શબ્દો અસ્થાને છે. મારા મત પ્રમાણે અસ્પૃશ્યતાની બાબતમાં હિંદુઓનું પ્રથમ કર્તવ્ય હરિજનોને બીજાઓ જેટલી જ છૂટથી મંદિરોમાં દાખલ કરવાનું છે. એ અર્થમાં ગુરુવાયુરનો સવાલ ગૌણ નથી.

સ૦—અસ્પૃશ્યતાનિવારણ સંઘે હજુ હમણાં જ કામ શરૂ કર્યું છે. તેને દેશમાં પોતાનો પ્રભાવ પાડવાનો સમય મળે તે પહેલાં ગુરુવાયુરનો સવાલ ઉપાડવો એમાં સંઘને અન્યાય નથી?

જ૦—એ બોજો મેં સંઘને માથે મૂક્યો નથી. સંઘનો જન્મ થયો તે પહેલાંથી ગુરુવાયુરનો સવાલ પ્રજાની સામે છે. સંઘ તેને માટે જેટલું કરી શકે તેટલું તો કરે જ એવી અપેક્ષા રખાશે. પણ આપેલી મુદતમાં મંદિર ન

* તા. ૩જી ડિસેંબરે શ્રી પ્રેસના પ્રતિનિધિને ગાંધીજીએ આપેલી મુલાકાત.

ખૂલે તો આ કામમાં રસ ધરાવનાર કોઈ પણ મંડળ કરતાં સંઘનો જરાયે વધારે વાંક નહિ નીકળે.

સ૦—ગુરુવાયુરનું મંદિર ખાનગી માલિકીનું છે એમ સાબિત થાય તો? એથી આપની સ્થિતિ કંઈ બદલાય ખરી?

જ૦—હા, પૂરેપૂરી. જો મંદિર ખાનગી છે એમ સાબિત થાય તો અપવાસ નહિ થાય.

સ૦—દક્ષિણ ભારતના રૂઢિચુસ્ત લોકોનો હૃદયપલટો કરાવવાને હવે શું કરવું જોઇએ એમ આપને લાગે છે?

જ૦—સુધારકોએ પોતાની વાત પર મક્કમ રહીને રૂઢિચુસ્તો પ્રત્યે પૂરેપૂરો વિવેક બતાવવો જોઇએ, અને પોતે સુધારક થયા પહેલાં રૂઢિચુસ્તોના દળમાં જ હતા એ યાદ રાખવું જોઇએ.

સ૦—શંકરાચાર્ય અને બીજા ધર્માચાર્યો જેઓ અસ્પૃશ્યતાના પક્ષમાં છે તેઓ રૂઢિચુસ્તોના મત પર કાબૂ ધરાવે છે. એમને શું કરાય?

જ૦—સુધારકો લોકમત ફેરવવાને મથી રહ્યા છે, અને હું પોતે સુધારક તરીકે માનું છું કે લોકમત સુધારાના વિચાર તરફ વળ્યો છે. હું એક ક્ષણ પણ માનતો નથી કે હિંદુઓનો મોટો ભાગ આજે ધર્માચાર્યોની અસર તળે છે. ગામડાંમાં પણ એ જ સ્થિતિ છે. ગામડાંના લોકોને ફાવતી વાત હોય ત્યારે ધર્માચાર્યોનું સાંભળે છે, ને ફાવતી વાત ન હોય ત્યારે પોતાના વહેમોને સાંભળે છે. ધારો કે શંકરાચાર્ય એવો ફતવો કાઢે કે કોઈ પણ હિંદુએ દારૂ ન પીવો, તો એ કાગળનો કટકો જ થઈ પડશે. ધર્માચાર્યો સંયમના નિયમો પાળીને અને આગ્રહપૂર્વક પળાવીને પોતાની આગેવાની સિદ્ધ કરી શકે છે.

સ૦—આજની આપની નબળી તબિયતમાં આપ બીજો અપવાસ શી રીતે કરી શકશો?

જ૦—હું અપવાસ આદરું તે પહેલાં મારું શરીર બળવાન થાય એવી ઇચ્છા મારાથી રખાય જ નહિ. અપવાસને હું અંતર્યામીની પ્રેરણા માનું છું. શરીર નબળું હશે તો હું અપવાસ વધારે સારી રીતે આદરી શકીશ—એનો અર્થ એ કે વેદનાનો અંત વહેલો આવશે.

સ૦—જેમને આપને સારુ લાગણી છે એવાં કરોડોની વેદનાનું શું ?

જ૦—એ કરોડોને વેદના ઉપજાવવાનો તો એનો ઉદ્દેશ છે. જેમને મારે માટે જરાય પ્રેમ હોય તેઓ પોતાનો પ્રેમ એટલી સ્પષ્ટ અને સચોટ રીતે પ્રગટ કરે કે એ અમોઘ નીવડે. એનું પરિણામ એ આવશે કે હું જીવીશ અને અસ્પૃશ્યતા જશે. મારા જીવવાની આ શરત છે. સંગ્રામ મારી અને અસ્પૃશ્યતાની વચ્ચે છે. અસ્પૃશ્યતાનો સંહાર થાય કે મારો થાય—બેમાંથી એક અનિવાર્ય છે.

# સત્યાગ્રહીનું અંતિમ શરણ

[ ગાંધીજીએ ૩જી ડિસેંબરે જે અપવાસ કરેલો ને જેને કારણે આખા દેશમાં ભારે ચિંતા ફેલાઈ હતી તેનાં કારણો સમજાવતાં બીજે દિવસે એટલે તા. ૪થીએ ગાંધીજીએ છાપાંના પ્રતિનિધિઓને નીચેનું નિવેદન લખાવ્યું હતું. ]

## અપવાસનું મૂળ

અપવાસના મૂળ કારણ વિષે અને સરકારની ને મારી વચ્ચે જે ઘટનાઓ બની તેને વિષે મારે જે કહેવું હોય તે કહેવાની પરવાનગી ઇન્સ્પેક્ટર જનરલે મને આપી છે, છતાં તેમણે આપેલી છૂટનો પૂરો લાભ લેવાની મારી ઇચ્છા નથી. હું તમને જે બન્યું છે એનો સાર આપી દઈશ, જેથી તમારી અસ્વસ્થતા મટે ને મારી સ્થિતિ વિષે ગેરસમજ ન પેદા થાય.

તમે જાણીને રાજી થશો કે ગઈ કાલે મેં જે અપવાસ શરૂ કરેલો તે હમણાં અહીં આવતાં પહેલાં જ છોડ્યો છે. મારી સ્થિતિ અસાધારણ છે. જોકે મેં મારું હૈયું કઠણ કરી નાખ્યું છે, છતાં કેટલીક એવી વસ્તુઓ છે જેની મારા હૃદય પર બહુ જ તીવ્ર અસર થાય છે. મહત્ત્વની બાબતો વિષે મારા મનમાં તારતમ્ય નથી, અને મારામાં જેમ મોટા કામને સારુ પ્રાણાર્પણ કરવાની

શક્તિ છે તેટલી જ શક્તિ મારામાં સાથીના જીવનને સારુ મારા પ્રાણ પાથરવાની પણ છે. હવે આ બાબતમાં મારી સામે સવાલ એ હતો કે મારે એક પ્રિય સાથીને મરવા દઈને બેપરવાઈથી જીવવું કે એમની જિંદગી બચાવવાના પ્રયત્નમાં મારી જિંદગી જોખમમાં નાંખવી ?

આપ્પાસાહેબ પટવર્ધન જેમનું નામ મેં સાંભળ્યું કે છાપાંમાં આવી ચૂક્યું છે તેઓ રત્નાગિરી જેલમાં કેદી છે. તેઓ મારા પ્રિય સાથી છે. આપ્પાસાહેબ શુદ્ધ કુંદન છે. તે સોએ સો ટકા સત્યનિષ્ઠ છે. જેલના નિયમોમાંથી પસાર થઈને મારી પાસે ખબર આવ્યા કે આપ્પાસાહેબને હરિજનોની સેવા કરવી હતી તે તેમને ન કરવા દેવામાં આવી એટલા માટે તેમણે ઓછામાં ઓછો—કાયામાં પ્રાણ ટકી રહે એટલો જ ખોરાક લેવો શરૂ કર્યો છે. મેં સરકારને લખી શકાય એટલી સૌમ્યમાં સૌમ્ય ભાષામાં લખ્યું કે જો આપ્પાસાહેબને રાહત આપવામાં નહિ આવે તો જે વેદના ને હાડમારી તેઓ ભોગવી રહ્યા છે તે જ મારે પણ ભોગવવી પડશે. મેં કહ્યું કે મારે અપવાસ કરવો પડશે. હું જો એમને પડતા મૂકું તો હું હરિજનોને પણ પડતા મૂકી શકું. અને જે માણસ સાથીઓને પડતા મૂકે છે તેની ઝાઝી કિંમત નથી. મારે ટૂંકી નોટિસ આપવી પડી કેમકે મારી પાસે બીજો રસ્તો નહોતો. જોકે હું જાણું છું કે આપ્પાસાહેબ વજ્રછાતીના માણસ છે છતાં અતિઅલ્પ આહાર કરનારને જે વેદના ભોગવવી પડે તેની કલ્પના મને હતી, એટલે મારે ટૂંકી નોટિસ આપ્યા વિના છૂટકો નહોતો. મને કહેતાં આનંદ થાય છે કે મારો અપવાસ હું તોડી શક્યો એવા સંજોગો ઊભા થયા છે, છતાં એનો અર્થ એવો નથી કે આ પ્રકરણનો અંત આવ્યો છે. જેલખાતાના ઇન્સ્પેક્ટર જેનરલ જેઓ અહીંયાં હતા તેઓ સરકાર જોડે મસલત ચલાવી રહ્યા છે ને બુધવારે સવારે કે તે પહેલાં સરકારનો નિર્ણય મેળવવાની આશા રાખે છે. એ નિર્ણય આવે ત્યાંસુધી મેં અપવાસ મોકૂફ રાખ્યો છે. પણ મને આશા છે કે મારે એ ફરી શરૂ નહિ કરવો પડે.

મારી શારીરિક સુખાકારીને વિષે તો હું કહું કે મારી સંભાળ અહીં રખાય છે તેના કરતાં સારી ક્યાંયે ન રાખી શકાય. અને કોઈ એમ ન માની લે કે સરકારને મારી જિંદગી વિષે જરાયે પરવા નથી કે તે મને જેલમાં મરેલો જોવા ઇચ્છે છે. મને છોડવાનો જ હોય તો મને મારી જિંદગીના પ્રમાણમાં પૂરેપૂરી તંદુરસ્તી સાથે છૂટેલો જોવાને સરકાર પ્રામાણિકપણે ઇચ્છે છે. પ્રસ્તુત બાબતમાં મેં બહુ જ નાની માગણી કરી હતી, પણ સરકારને કદાચ લાગ્યું હશે કે એ વધારાપડતી હતી. પણ મને લાગે છે કે તેઓ હવે આ નાજુક સ્થિતિ સમજશે ને માગેલી રાહત આપશે. અપવાસના સંબંધમાં બીજી બાબતો છે તેમાં ઊતરવું મને પસંદ નથી. સરકારની ને મારી વચ્ચે જે પત્રવ્યવહાર થયો છે તે સરકાર પ્રસિદ્ધ કરે તો બહુ જ સારું થાય, પણ એ હું એના પર જ છોડી દઉં છું.

## અહિંસા અને અપવાસ

મને આશા છે કે મેં તમને જે કહ્યું એ પરથી તમારી ખાતરી થશે કે મેં મૂર્ખાઈથી, ઉતાવળે કે અણસમજમાં પગલું ભર્યું નથી. તમે મને ઓળખો છો એટલે આવો પ્રસંગ ફરી ઊભો થાય તો મારે આવી જ રીતે વર્તવું એમ તમે ઇચ્છશો. મારી પોતાની બાબતમાં તો કહું કે મેં વર્ણવ્યો એવે પ્રસંગે જો મારાથી બને એટલું બધું હું કરી ન છૂટું તો મારી નજરમાં મારી બધી કિંમત ઊતરી જાય ને હું પોતાને પામર પ્રાણી માનું. મારા જેવો માણસ જેને હિંસા કરવી નથી ને જેણે મન, વચન ને કર્મે અહિંસક રહેવાની પ્રતિજ્ઞા કરેલી છે તેને માટે અંતિમ શરણ આત્મબલિદાનનું છે. મારા જેવા અલ્પ મનુષ્યને જે બુદ્ધિ ઈશ્વરે આપેલી છે તેના નિર્ણય પ્રમાણે આકરો પ્રસંગ આવે ત્યારે તેને માટે પ્રાણ પાથરી દેવા એ મારું મોટામાં મોટું શસ્ત્ર છે. મારું જીવન આ રીતે અપવાસના અનેક પ્રસંગો પર રચાયેલું છે. એ પ્રાર્થનાનું ઉત્કટમાં ઉત્કટ રૂપ છે. એ જગતની આંખે હમણાંનું

બહુ ચડ્યું છે, પણ મારી પાસે તો એ ઘણાં વરસોથી છે. એ અવિચારી કર્મ નથી. એમાં કોઈના પર બળાત્કાર નથી. તે વ્યક્તિઓ પર તેમજ સરકાર પર દબાણ જરૂર આણે છે; પણ એમાં આપભોગના સ્વાભાવિક અને નૈતિક પરિણામથી વધારે બીજું કશું નથી. તે સૂતેલા અંતરાત્માને ઢંઢોળી જગાડે છે ને પ્રેમી હૃદયોને કાર્યમાં પ્રવૃત્ત કરે છે. જેમને મનુષ્ય-સમાજનાં સ્થિતિ અને વાતાવરણમાં ધરમૂળના ફેરફાર કરાવવા હોય તેમને સમાજમાં ક્ષોભ ઉપજાવ્યા વિના ચાલતું નથી. આમ કરવાના બે જ રસ્તા છે—હિંસા અને અહિંસા. હિંસાનું દબાણ શરીરને લાગે છે, અને તે કરનાર ને ભોગવનાર બંનેનો અધઃપાત થાય છે. પણ અપવાસ દ્વારા જાતે કષ્ટ વેઠીને કરેલા અહિંસક દબાણની અસર સાવ જુદી જ રીતે થાય છે. જેની સામે તે તાકેલું હોય તેના શરીરને તે સ્પર્શ કરતું નથી પણ તેની નૈતિક શક્તિને સ્પર્શ કરીને તેને સબળ બનાવે છે.

મને લાગે છે અત્યારે આટલું બસ છે. કોણ જાણે મારે કેટલાયે અપવાસો કરવાના હશે ને તસુતસુ મોતે મરવાનું હશે! પણ એમ બને તો હું ઇચ્છું છું કે તમે મારા કાર્યને સારુ ગર્વિત થાઓ અને એ જડ માણસનું કાર્ય હતું એમ ન માનો. મારા જીવન પર ઘણે ભાગે બુદ્ધિનું રાજ્ય ચાલે છે, અને જ્યારે બુદ્ધિ નિષ્ફળ નીવડે છે ત્યારે એના પર બુદ્ધિથી મોટી શક્તિનું—શ્રદ્ધાનું રાજ્ય ચાલે છે.



# વર્ણાંતર રોટીબેટીવહેવાર

[ મિદનાપુર ( બંગાળ ) થી એક સજ્જને પૂછેલા પ્રશ્નોના જવાબમાં ગાંધીજીએ લખેલો કાગળ. ]

તમારા પ્રાંતમાં હરિજનો માટે મંદિરો ખુલ્લાં મુકાય છે એ જોઇને હું રાજી થાઉં છું. અસ્પૃશ્યતાનિવારણમાં વર્ણાંતર રોટીબેટીવહેવારનો સમાવેશ થવો જ જોઇએ એવું નથી. પણ સૌને હરિજનો સાથે જમવાની કે પરણવાની છૂટ છે. બીજા શબ્દોમાં, હરિજનોને તમામ બાબતોમાં બીજા હિંદુઓ જેટલો જ દરજ્જો મળવો જોઇએ. રોટીવહેવારનો અર્થ એક જ ભાણામાં જમવું એવો નથી. તેથી કોઇ નો જિવ્હારસ ખોરાકમાં ભળવાનો સવાલ જ રહેતો નથી.



## હજુ આકરું તપ*

સ૦—આપની તબિયત કેવી છે?

જ૦—હું ચોવીસે કલાક અસ્પૃશ્યતાના કામમાં ગાળું છું. આઠે પહોર એનો જ વિચાર કરું છું, ને ઊંઘમાં મને સ્વપ્નાં પણ એનાં જ આવે છે.

સ૦—ગુરુવાયુરની શી ખબર છે?

જ૦—બહુ જ સારી. આજે ત્યાંથી એક કાગળ મળ્યો છે તેથી મને ઘણો આનંદ થયો છે. મતગણતરીનું કામ પાર પાડવાની સંપૂર્ણ તૈયારીઓ ચાલી રહી છે. લગભગ ૩૦૦ સ્વયંસેવકો ઘેરઘેર જાય છે ને ત્રણ જાતના આંકડા ભેગા કરે છે: (૧) મંદિરપ્રવેશના પક્ષના મ્યુનિસિપલ મતદારો, (૨) તેના પક્ષના કે વિરોધી તમામ પુરુષો, (૩) તેના પક્ષની કે વિરોધી તમામ સ્ત્રીઓ. દરેક માણસને મત આપતા પહેલાં આખી સ્થિતિ સ્પષ્ટપણે સમજાવવામાં આવે છે.

સ૦—મતગણતરીનો નિર્ણય મંદિર ખોલવાની તરફેણમાં મળે પણ બીજી મુશ્કેલીઓ ઊભી થાય તો શું થશે?

* તા. ૫મી ડિસેંબરે 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'ના પ્રતિનિધિને ગાંધીજીએ આપેલી મુલાકાત.

જ૦—કાયદાની કે બીજી જે જે મુશ્કેલી હોય તે દૂર કરવી પડશે. વકીલ મિત્રોએ એ કામ હાથમાં લીધું છે. મતગણતરી મારી તરફેણમાં હોય, ને એમ જણાય કે કાયદાની મુશ્કેલીઓ દૂર કરવાની રહી છે પણ તે બાંધી મુદતમાં દૂર કરી શકાય એમ નથી, તો આ ક્ષણે તો મને લાગે છે કે અપવાસ મુલતવી રાખવો પડશે.

સ૦—દક્ષિણ ભારતના એક છાપાએ લખ્યું છે કે મતગણતરી વિષે ગાંધીજીનું જે વલણ છે તે જોતાં તેમને બચાવવાનો એક જ ઉપાય એ છે કે લોકોએ મંદિરપ્રવેશની વિરુદ્ધ મત આપવા. પછી ગાંધીજીને લોકમત કેળવાતાં સુધી રાહ જોવી જ પડશે.

---

જ૦—એવી કોઈ પ્રપંચજાળથી મને લોકો ન બચાવી શકે. મને લોકો ઠગવા માગે તો મારી પાસે તેનોયે ઉપાય છે, નથી એમ નહિ.

સ૦—એવો તે શો ઉપાય ?

જ૦—શરતી અપવાસ કરતાંયે વધારે આકરો ઉપાય.

આસપાસ બેઠેલા સૌ ખડખડ હસ્યા, અને એક જણે પૂછ્યું: ગયા અપવાસથી વધારે આકરો ઉપાય વળી કેવો હોઈ શકે ?

ગાંધીજીએ હસતાં હસતાં કહ્યું: શરતી અપવાસ કરતાં વધુ આકરો ઉપાય બિનશરતી અનશન. આજસુધી તો અમુક વસ્તુ થાય નહિ ત્યાંસુધી હું અપવાસ કરીશ એમ મેં કહ્યું છે. પણ તમે કહો છો તેમ લોકો મને છેતરે છે એવી મારી ખાતરી થાય તો મને જીવવામાં કશો રસ ન રહે એવું બને, અને હું કદાચ જાહેર કરુંયે ખરો કે હવે મારું સદાનું અનશન છે, અથવા તો કહું કે ૩૦ દિવસના અપવાસ છે—જેમ મેં દિલ્લીમાં ૨૧ દિવસના બિનશરતી અપવાસ જાહેર કર્યા હતા તેમ! પણ લોકો મને સારી રીતે ઓળખે છે, એટલે છેતરીને મને બચાવવાનો ઉપાય તેઓ કદી નહિ લે એ વિષે મને શંકા નથી.